૪૩૯૫

# કાઠીયાવાડ ઇલાકો



બીજા ધોરણ વાસ્તે

# ભૂગોળ સંક્ષેપ ભાગ ૧લો

છપાવી પ્રસિદ્ધ કર્તા

હાજી મુસાજી અમીજી ચતરીયા
હાથીબજાર

સન ૧૮૯૦

કિમત ૧ આનો.

અમદાવાદ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ.

૪૩૯૫

# સંક્ષેપ ભૂગોળ.

## ભાગ ૧ લો.

# કાઠીયાવાડ ઇલાકો.

### શબ્દોની સમજણ.

૧ ભૂગોળ (ભૂ=પૃથ્વિ+ગોળ=ગોળો) પૃથ્વિનો ગોળો એવા શબ્દો ખગોળ સૂર્યગોળ, ઇત્યાદિ.

૨ ભૂગોળવિદ્યા એટલે જે પૃથ્વિ પર આપણે રહીએ છિયે તે પૃથ્વિના ગોળાનું જ્ઞાન.

૩ પૃથ્વિનો આકાર ગોળ દડા જેવો છે, તેની સપાટીના ત્રણ ભાગ પર પાણી અને એક ભાગપર જમીન છે.

૪ આખી પૃથ્વિ અથવા તેના કોઈ ભાગનો નમુનો કાગળ ચીતર્યો હોય તેને નકશો કહેછે. ઘરની ખેતરની દિશાઓ વગેરેના નમુનાને પણ નકશો કહેછે.

૫ જે દિશામાં સૂરજ ઉગેછે તેને ઉગમણુ કે પૂર્વ દિશા કહેછે.

૬ જે દિશામાં સૂરજ આથમે છે તેને આથમણુ અથવા પશ્ચિમ દિશા કહેછે.

૭ સૂરજ સામા મોં કરી ઉભા રહીએ તો ડાબા હાથ તરફની બાજુને ઉત્તર દિશા કહે છે અને જમણા હાથ તરફનીને દક્ષિણ દિશા કહેછે.

૮ નકશા સામે ઉભા રહીયે તો મથાળા તરફ ઉત્તર દિશા નીચે દક્ષિણ દિશા ડાબા હાથ તરફ પશ્ચિમ દિશા અને જમણા હાથ તરફ પૂર્વ દિશા આવે છે.

૯ બે દિશા વચ્ચેના ભાગને ખુણો કહેછે. ખુણા ચારછે ઉત્તર અને પશ્ચિમ વચ્ચે વાવ્ય ખુણો, ઉત્તર અને પૂર્વ વચ્ચે ઈશાન ખુણો, પૂર્વ અને દક્ષિણ વચ્ચે અગ્નિ ખુણો અને દક્ષિણ તથા પશ્ચિમ વચ્ચે નૈરૃત્ય ખુણો.

૧૦ મૂળ દિશાઓ ચાર છે. કોઇ કોઈ ચાર ખુણા ઉંચે આકાશ અને નીચે પાતાળ એમ દશ દિશા ગણે છે.

## જમીન.

૧૧ પૃથ્વિના બે મોટા ભાગ છે તેને ગોળાર્ધ કે મહાદ્વિપ કહેછે. ગોળાર્ધ બે છે, પૂર્વ ગોળાર્ધ અને પશ્ચિમ ગોળાર્ધ.

૧૨ જેમાં ઘણા દેશો આવેલા હોય તેવામોટા ભાગોને ખંડ કહેછે.

૧૩ ચારે તરફ પાણી ને વચમાં જમીન હોય તેને ટાપુ, દ્વિપ. કે બેટ કહેછે એથી ઉલટું સરોવર.

૧૪ ત્રણ તરફ પાણી અને એક તરફ જમીન હોય તેને દ્વિપકલ્પ કહેછે, એથી ઉલટું અખાત.

૧૫ જમીનના બે મોટા ભાગને સાંધનાર જમીનના નાહાના કડકાને સંયોગીભૂમી કહેછે એથી ઉલટું સામુદ્રધુની.

૧૬ લાંબી થઇને સમુદ્રમાં ગયેલી જમીનની અણીને ભૂશીર કહેછે એથી ઉલટું ઉપસાગર.

૧૭ જમીનનો ઉંચો ગયેલો ભાગ પર્વત કહેવાય છે.

૧૮ જમીનનો થોડો ઉંચો ગયેલો ભાગ ડુંગર કે પહાડ કહેવાયછે.

૧૯ જમીનનો સેહેજસાજ ઉપસેલો ભાગ ટેકરો, ટેકરી, કે ડુંગરી કહેવાયછે.

૨૦ પર્વતની ઉંચી ગયેલી ટોચને પર્વતનું શિખર .કહેછે.

૨૧ બળતા પહાડને જ્વાળામુખી પર્વત કહેછે (જ્વાળા એટલે અગ્ની અને મુખ એટલે મોહું જેના મોહામાંથી અગ્નિ નીકળે તે જ્વાળા મુખી)

૨૨ પર્વત કે ડુંગરા એક બીજા સાથે જોડાઇ લાંબે સુધી ગયા હોય તેને પર્વતની હાર કહેછે.

૨૩ જમીનના સપાટ ભાગને મેદાન કહેછે.

૨૪ ઉંચા મેદાનને ઉંચ પ્રદેશ કહેછે.

૨૫ પર્વત કે ડુંગરા વચ્ચેની નીચી જમીનને ખીણ કહેછે.

૨૬ જમીનના વનસ્પતિ કે ઝાડ વગરના મેદાનને ઉજડ વેરાન કહે છે.

૨૭ દરિયાને અડીને રહેલ જમીનનાભાગને કિનારો કહેછે અને કિનારાને લગતી જમીનને કાંઠો કહેછે.

૨૮ દરિયા કાંઠે આવેલા શહેર કે ગામને બંદર કહેછે.

૨૯ બંદરમાં જ્યાં વહાણો લંગર કરે તે ભાગને બારૂં કહેછે

૩૦ દેશી રાજાઓના મુલકને સંસ્થાન કહેછે.

૩૧ ઘણાં સંસ્થાનો જેમાં આવેલા હોય તેને ઈલાકો કહેછે.

૩૨ અંગ્રેજ સરકારના ખાલસા મુલકને જીલ્લો કહેછે.

## પાણીના વિભાગ.

### ખારૂં પાણી.

૧ પૃથ્વિ પરના ખારા પાણીના પાંચ મોટા વિભાગ કર્યા છે,

તેને મહાસાગર કહેછે.

૨ મહાસાગરથી નહાનો હોય તેને સમુદ્ર કહેછે.

૩ ચારતરફ જમીનથી વીંટાયલા પાણીના ભાગને સરોવર કહેછે.

૪ જે સરોવરનું પાણી બહાર જઈ શકતું નથી તે ઘણું કરીને ખારૂં હોયછે.

૫ જમીન ઉપર લાંબા ગયલા સમુદ્રના ફાંટાને અખાત કહેછે.

૬ જમીનમાં ઝોક ખાઈ ગયેલા સમુદ્રને ઉપસાગર કહેછે.

૭ પાણીની સાંકડી પટી જમીનમાં ગયેલી હોય અથવા સમુદ્રને મળતા પહેલાં ભરતી પાણી માંહે આવે એવું ઉપનદીનું મુખ પહોળું હોય તેને ખાડી કહેછે.

૮ પાણીના બે મોટા ભાગને નડનાર પાણીના નાના ભાગને સામુદ્રધુની કહેછે.

## મીઠું પાણી.

૯ મીઠા પાણીનો જે પ્રવાહ પર્વત કે સરોવરમાંથી નીકળી ઢળતી જગોપર થઈ સમુદ્રને મળેછે તેને નદી કહેછે.

૧૦ નદી જ્યાંથી નીકળે છે તેને મુળ કહેછે.

૧૧ નદી જ્યાં મળે છે ત્યાં તેનું મુખ કહેવાય છે.

૧૨ દરિયાનું પાણી વારા ફરતી ચડે ને ઉત્તરે તેને ભરતી ઓટ કહે છે.

૧૩ વીજળી પડવાથી જે પાણીના ભાનુંનું તળીઉ ન પહોચાય એવું થયું હોય તેને ધરો કહે છે.

૧૪ પર્વતમાંથી ધોધબંધ પડતાં પાણીને ઝરો કે ઝરણુ કહે છે.

૧૫ ચોમાસામાં ખાડ કે ખાડામાં પાણી ભરાઇ રહે તેને

ખાડ કહે છે.

૧૬ તળાવ કે નદીમાંથી તળી ખોદી તેમાંથી બીજે સ્થળે પાણી લઈ જવામાં આવે તેને નેહેર કહે છે.

૧૭ બાંધેલી કુંડીની ઉપરનો ચોખૂણ કે છ ખૂણ પગથીઆ અને આરાથી બાંધેલ હોય તેને કુંડ કહે છે.

૧૮ ખોદીને કાઢેલ પાણીનો ભાગ બાંધેલ હોયતો તે વાવ કહેવાય છે. પગથીઆ બાંધ્યા નહોય તે કૂવો કહેવાય છે.

૧૯ વરસાદનું મીઠું પાણી ઝીલી રાખવા જમીનમાં જબરી કુંડી બંધાવવામાં આવે તેને ટાંકુ કહે છે.

૨૦ નદી બીજી નદીને કે સમુદ્રને મળે ત્યાં તેનો સંગમ કહેવાય છે, સંસ્થાનના પેટા ભાગને માહાલ, માહાલના પેટા ભાગને તાલૂકો, તાલુકાના પેટા ભાગને પરગણું અને પરગણાના પેટા ભાગને શહેર, ગામ, કે ગામડું કહે છે.

## કાઠીયાવાડનું સ્વરૂપ.

કાઠીયાવાડ ઇલાકો મુંબઇ ઇલાકાના પૂર્વ ભાગમાંછે એનું અસલ નામ આનર્ત અને ત્યાર પછી સૌરાષ્ટ હતું એ મ્હોટો દ્વીપ કલ્પ છે. એમાં ૨૩ લાખ ૪૪ હજારની વસ્તી ૪૧ કસ્બા તથા ૪૧૨૭ ગામ છે તેનું મુખ્ય શહેર રાજકોટ છે તેમાં પોલીટીકલ એજંટ રહે છે તેમાં કપાસ, જુવાર, બાજરી, ઘઉં, ચણા, અડદ, મગ, મઠ, ચોળા, તલ, અને શેરડી નીપજે છે.

**સીમા**—ઉત્તરે કચ્છનું રણ. પૂર્વે અમદાવાદ જીલ્લો અને ખંભાતી અખાત. દક્ષિણે અને નૈરૂત્ય ખુણામાં અરબી સમુદ્ર અને વાવ્ય ખૂણામાં કચ્છી અખાત છે.

# મુખ્ય વિભાગ કે પ્રાંત.

| | નામ. | | મુખ્ય શહેર. |
|---|---|---|---|
| ૧ | ઝાલાવાડ. | ઉત્તરમાં. | વઢવાણ. |
| ૨ | ગોહેલવાડ. | પુર્વમાં. | સોનગઢ. |
| ૩ | સોરઠ. | દક્ષિણમાં. | જેતલસર. |
| ૪ | હાલાર. | પશ્ચિમમાં. | રાજકોટ. |

રાજની સગવડ માટે એવા ચાર વિભાગ કરેલા છે એટલે દશ પ્રાંતોને ચાર ભાગે વેંચી નાંખ્યા છે એ દશ પ્રાંતના નામ ૧ ઝાલાવાડ, ૨ ગોહેલવાડ, ૩ ઊંડસરવૈયાવાડ, ૪ બાબરીયાવાડ, ૫ કાઠીયાવાડ, ૬ સોરઠ, ૭ બરડો, ૮ હાલાર, ૯ મચ્છુ કાંઠો, ૧૦ ઓખામંડળ.

**મુખ્યપર્વત**—ચોટીલો, શેત્રુંજો, ગીરનાર અને બરડો એ પાંચછે.

**મુખ્ય નદી**—ભાદર, શેત્રુંજી, મચ્છુ, આજી, અને ભોગાવો એ પાંચછે.

**મુખ્ય બંદર**—દ્વારકા, નોયાળી, પોરબંદર, છાયા, નવું બંદર, માધવપુર, માગરોળ, ચોરવાડ, વેરાવળ, દીવ, ઘોઘલા, જાફરાબાદ, મહુવા, ગોપનાથ, તળાવ, ઘોઘા, ભાવનગર, માળીઆ, વવાણીઆ, ઝીંઝુડા, જોડીઆ, બેડી, સડાયા, પીંડારા અને લાંબા.

**તીર્થસ્થળો**—દ્વારકા, પ્રભાશપાટણ, ગીરનાર, શેત્રુંજય, જડેશ્વર, હરસદ અને તુલસી સ્યામ અને સુદામાપુરી.

**હવાખાવાના ઠેકાણા**—બાલાચડી, ગોપનાથ, બેડી અને વેરાવળ.

**અખાત**—કચ્છનું અને ખંભાતનું.

**બેટ**—શંખોદર, દીવ, ગોપનાથ, પીરમ,

**ખાડી**—પોરબંદરની અને ભાવનગરની.

**ભુશીર**—જગત પોઇંટ.

**રેલવે**—નાજંકશની, જેતલસર, ધોળા, વઢવાણ, અને વાંકાનેર.

**શાખા**—પોરબંદરથી ધોરાજી સુધી એક ૨ ભાવનગરથી ધોરાજી સુધી બીજી ૩ વેરાવળથી જેતલસર સુધી ત્રીજુ ૪ વઢવાણથી ધોળા સુધી ચોથી ૫ વઢવાણથી મોરબી સુધી પાંચમી ૬ અને રાજકોટથી વાંકાનેર સુધી છઠી.

**આગબોટ**—દર અઠવાડીએ બેડી, રૂપણ, પોરબંદર, વેરાવળ અને ભાવનગર તથા ઘોઘા આવજા કરે છે.

**ટપ્પા**—નવાનગરથી રાજકોટ, રાજકોટથી વઢવાણ, રાજકોટથી જેતપર, અને ભાવનગરથી ઘોઘા.

**ઉંચાશિખર**—ગીરનારમાં, કાળીકા, ગુરૂદત્તા, અને અંબાજી.

**મુસલમાની જાત્રા**—હાલાર ( જુનાગઢમાં ) દાવલસા ( સાભરણમાં ) હાજીપીર ( બેટમાં ) અને અજમેરીશા ( ખંભાલીયા ).

**રેલવે ગાડીના સ્ટેશનો**—ધોરાજી, જેતપુર, જેતલસર, ખાખરીયા, લુણીધાર, કુકાવાવ, લાઠી, ચિતલ, ઢસા, જાળીયા, વાવડી, ધોળા, સોનગઢ, ગેડચી, સણોસરા, સિહોર, વર્તેજ, ઉજળવાવ, નીંગાલા, બોટાદ, કુંડળી, રાણપુર, ચુડા, લીંબડી, વઢવાણ, કુકડા, ડોલીયા, થાનુ, સાયલારોડ, મુળા, વાંકાનેર, દુવા, રફાળીયાં, મોરલી, રાજકોટ, પોરબંદર, રાણાવાવ, જોધપુર, વાંસજાળીઆ, ઉપળેટા, ચોકી, વડાળ, જુનાગઢ, શાહપુર, કેશોદ, ચોરવાડ રોડ, વેરાવળ.

પોરબંદરથી દ્વારકાની નવી, રેલવે બંધાવાનો કરાર થઈ ગયોછે.

**ગાયકવાડના તાબાનો મુલક**—અમરેલી, ધારી, કોડીનાર, દ્વારકાં

ફીરંગીનું રાજ્ય—દીવ.

મુસલમાની રાજ્ય—જુનાગઢ, જાફરાબાદ, બાટવા અને બગ્નાણા.

જાડેજા રજપુત—નવાનગર, મોરબી, ગોંડલ, ધ્રોળ, અને રાજકોટ.

ગોહીલ રજપુત—ભાવનગર, પાલીતાણા, વળા, અને લાઠી.

ઝાલી રજપુત—ધાંગધ્રા, વાંકાનેર, લીંબડી, વઢવાણ, લખતર, સાયલા અને ચુડા.

**કચ્છના રણને મળનારી નદીઓ.**

૧ મચ્છુ—તે ઉપર વાંકાનેર, મોરબી અને મ.ળીયા છે.

૨ લાંભણ અને ૩ ફલકુ—ઉપર ધ્રાંગધ્રા છે.

**કચ્છના અખાતને મળનારી નદીઓ.**

૧ આજી—ઉપર રાજકોટ ને બાળંભા.

૨ ઉંડ—ઉપર ધ્રોળ, શોયલ, વાંકીયા.

૩ રામાવતી—

**ખંભાતના અખાતને મળનારી નદીઓ.**

૧ શેત્રુંજી—ઉપર ધારી, પાળીતાણા.

૨ ભાવનગરની ખાડી—ઉપર ભાવનગર.

**અરબી સમુદ્રને મળનારી નદીઓ.**

૧ ભાદર—ઉપર જસદણ, આટકોટ, જેતપુર, ગણોદડ કુતીયાણા, ને નવુંબંદર.

૨ બગડ. ૩ માલણ ને ૪ ધાતરવડી.

**સંસ્થાનો. જાત.**

**સંસ્થાન અને રાજા.**

પહેલો વર્ગ—જુનાગઢના નવાબ. બાબી મુસલમાન.

| | | |
|---|---|---|
| | નવાનગરના જામ. | જાડેજા રજપુત. |
| | ભાવનગરના રાવળ. | ગોહેલ રજપુત. |
| | ધ્રાંગધ્રાના રાજ. | ઝાલા રજપુત. |
| | પોરબંદરના રાણા. | જેઠવા રજપુત. |
| | મોરબીના ઠાકોર. | જાડેજા રજપુત. |
| | ગોંડલના ઠાકોર. | જાડેજા રજપુત. |
| બીજો વર્ગ— | વાંકાનેરના રાજ. | ઝાલા રજપુત. |
| | પાલીતાણાના ઠાકોર. | ગોહેલ રજપુત. |
| | ધ્રોલના ઠાકોર. | જાડેજા રજપુત. |
| | લીંબડીના ઠાકોર. | ઝાલા રજપુત. |
| | રાજકોટના ઠાકોર. | જાડેજા રજપુત. |
| | વઢવાણના ઠાકોર. | ઝાલા રજપુત. |
| | જાફરાબાદના સીદી. | હબસી મુસલમાન. |
| ત્રીજો વર્ગ.— | વળાના ઠાકોર. | ગોહેલ રજપુત. |
| | લખતરના ઠાકોર. | ઝાલા રજપુત. |
| | બાટવાના બાબી. | બાબી મુસલમાન. |
| | જસદણના દરબાર. | ખાચર કાઠી. |
| | સાયલાના ઠાકોર. | ઝાલા રજપુત. |
| | ચુડાના ઠાકોર. | ઝાલા રજપુત. |
| ચોથો વર્ગ.— | મુળીના ઠાકોર. | પરમાર રજપુત |
| | લાઠીના ઠાકોર. | ગોહેલ રજપુત. |
| | બજાણાના મલેક. | મલેક મુસલમાન. |

## ૧. ઝાલાવાડ.

ઝાલા રજપુતના નામ ઉપરથી ઝાલાવાડ નામ પડયું છે.

**મુખ્ય પર્વત**—ચોટીલો, ધ્રાંગધ્રાથી સરધાર અને જસદણ સુધી લાંબો ગયલો છે.

**મુખ્ય નદીઓ**—૧ ભોગાવો એના ઉપર વઢવાણ ને જાખુ છે. ૨ લીંબડીનો ભોગાવો એના ઉપર લીબડી ને વડોદ છે. ૩ ફુલકુ એનાપર ધ્રાંગધ્રા છે. ૪ બાંભણ એના ઉપર હળવદને ચરાડવુંછે. ૫ મચ્છુ, ચોટીલાના પહાડમાંથી નીકળીને કચ્છના રણને મળેછે. તેના ઉપર વાંકાનેર, મોરબી અને માળીયા છે.

## મુખ્ય સંસ્થાન.

| | | |
|---|---|---|
| ૧. | ધ્રાંગધ્રા | ધ્રાંગધ્રા ને હળવદ. |
| ૨. | લીંબડી | લીંબડી. |
| ૩. | વઢવાણ | વઢવાણ. |
| ૪. | વાંકાનેર | વાંકાનેર. |
| ૫. | થાનલખતર | લખતર ને થાન. |
| ૬. | સાયલા. | સાયલા. |
| ૭. | ચુડા | ચુડા. |
| ૮. | બજાણા. | બજાણા. |

## મુખ્ય શહેરો.

**ધ્રાંગધ્રા**—એ પેલા વર્ગનું રાજ્ય છે એના પથ્થરના વાસણ અને ઘંટી વખણાયછે.

**હળવદ**—ફુલકુ ઉપર ધ્રાંગધ્રાના રાજની મુળ રાજધાની લાંભણ નદી ઉપર.

**લીંબડી**—લીંબડીના ભોગાવાપર રુડી સારી થાયછે. બીજા વર્ગનું રાજ્ય છે રેલવે સ્ટેશન છે.

**વઢવાણ ભોગાવા**—ઉપર અંગ્રેજી છાવણી છે અને ત્યાં સા-

મુ લુગડાં ધોવાનો સારો થાયછે. અહી મુંબઇ તરફની અને ભાવનગરની રેલવેનો સંગમ થાયછે.

**વાંકાનેર**—મચ્છુ નદી ઉપર બીજા વર્ગનું રાજ્યં છે. હાલ ત્યાંના રાજાસાહેબ નાના હોવાથી સરકાર હસ્ત કારભાર ચાલેછે એની પાસે જોડેશ્વર મહાદેવના ડુંગરા છે. મોરબી રૈલવે અને રાજકોટની શાખાનો અહીં સંગમ થાયછે.

**થાન**—તેમાં માટીના વાસણ સારા થાયછે. રેલવે સ્ટેશન છે.

**લખતર**—ત્રીજા વર્ગમાં છે ત્યાંના ઠાકોર ઝાલા રજપુત છે.

**સાયલા**—એમાં લાલા ભગતની જગ્યા છે તેથી તે ભગતનું કહેવાયછે. ત્રીજા વર્ગમાં છે અહીંથી દોઢ ગાઉ ઉપર રેલવે સ્ટેશનછે.

**ચુડા**—રેલવેનું સ્ટેશન અને ત્રીજા વર્ગનું રાજ્ય છે.

**બજાણા**—મુસલમાની રાજ્ય છે ચોથા વર્ગનું છે.

**મુળી**—સ્વામી નારાયણનું ધામ છે તે ચોથા વર્ગમાં છે. રેલવે સ્ટેશન છે,

**પાટડી**—વડાગરૂં મીઠું પાકેછે. રેલવે સ્ટેશન છે.

**ઝીંઝુવાડા**—કચ્છના રણની પાસે છે તેની પાસે પંચાસર ગામ હતું.

**નાના ગામો**—ચરાડતું, કોંટ, મહીકા, વડોદ, જાંબુ, સીથા, સીચાણા, તલસરા, લુંણસર, તીથવા, સંરા, મોયકવણા, સરવાળ, ખારવા વગેરે.

## ૨. ગોહેલવાડ.

ગોહેલ રજપુતો ઉપરથી એ નામ પડયું છે.

**મુખ્ય પર્વત**—શેત્રુંજો તે ૧૫૦૦ ફુટ ઉંચો છે. શ્રાવક લોકોએ લાખો પૈસા ખર્ચી તેપર સારાં દેરાં બંધાવ્યા છે એની ત-

ળાટીમાં પાલીતાણા છે.

**મુખ્ય નદીઓ**—ભાવનગરની ખાડી. શેત્રુંજી, માલણ અને ધાતરવડી. ૧ ભાવનગરની ખાડી ભાવનગર પાસે થઇને ખંભાતના અખાતને મળેછે. એના ઉપર ભાવનગર છે.

**૨ શેત્રુંજી**—ગીરનારમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે એના ઉપર ધારી પાળીતાણા ને તળાજાછે તે પશ્ચિમથી પૂર્વમાંછે.

**૩ માલણ**—શેત્રુંજામાંથી નીકળી આરબીસમુદ્રને મળેછે તે ઉપર મહુવા છે.

**૪ ધાતરવડી**—શેત્રુંજામાંથી નીકળી અરબીસમુદ્રને મળેછે તેના ઉપર રાજુલા છે.

**મુખ્ય સંસ્થાન.**

| | | |
|---|---|---|
| ૧. | ભાવનગર | ભાવનગર, સિહોર, કુંડલા તથા મહુવા છે. |
| ૨. | પાલીતાણા | પાલીતાણા ને ગારીયાધર. |
| ૩. | વળા | વળા. |
| ૪. | લાઠી | લાઠી. |

**મુખ્ય શહેર.**

**ભાવનગર**—પહેલા વર્ગનું મોટું બંદર છે અને રેલવેનું સ્ટેશન છે. અહીંઆ લાઈબ્રેરીઓ છે.

**સિહોર**—રેલવે સ્ટેશન છે ત્રાંબા પીતળના વાસણ અહીંઆ વખણાયછે અહીં એક લાયબ્રેરી છે.

**કુંડલા**—ભાવનગરનો મહાલ છે. એમાં લોઢાના વાસણ સરસ થાયછે અહીં એક લાયબ્રેરી છે.

**મહુવા**—માલણ નદી ઉપર ભાવનગરનું મોટું બંદર છે અ-

હીં એક લાયબ્રેરી છે.

**પાલીતાણા**—બીજા વર્ગનું રાજ્ય છે. શેત્રુંજા પર્વતની ટળાટીમાં શેત્રુંજી નદી ઉપર છે. અહીં એક લાયબ્રેરી છે.

**ગારીયાધર**—પાલીતાણા તાબાનું મોટું ગામ છે.

**વળા**—ચમારડીના ડુંગર પાસે વલભીપુરના ખંડેર પાસે ત્રીજા વર્ગનું ઉપરત્ન મળે એવી અહીં જમીન છે.

**લાઠી**—ચોથા વર્ગનું સંસ્થાન છે. રેલવે સ્ટેશન છે.

**સોનગઢ**—રેલવે સ્ટેશન છે. ગોહેલવાડનો આસીસ્ટંટ પોલીટીકલ એજંટની અહીં છાવણી છે.

**ઘોઘા**—અંગ્રેજ સરકારના તાબાનું સંસ્થાન છે.

**ગોપનાથ**—બંદર અને હવાખાવાનું ઠેકાણું છે.

**ગઢડા**—સ્વામીનારાયણનું મોટું ધામ છે.

**નાનાં ગામો**—દામનગર, નીગાળું, બોટાદ, વાળુકડ, લીંબડા, ઝાંઝમેર, લોલીયાણું, ખુટવણું, માંડવી.

## ૩. ઉંડસરવૈયાવાડ.

સરવૈયા રજપુત ઉપરથી એ નામ પડ્યું છે.

**મુખ્ય નદી**—બગડ શેત્રુંજામાંથી નીકળી અરબીસમુદ્રને મળે છે તે ઉપર ડાઠા છે.

**મુખ્ય સંસ્થાન**—ડાઠા, ગણધોળ, અને ચોક.

**મુખ્ય ગામ**—ડાઠા, ગણધોળ, ચોક, મોણપર.

## ૪. બાબરીયાવાડ.

**મુખ્ય નદી**—ધાતરવડી, રાયડી, ઘોળાદરી, ને રૂપેણ.

**મુખ્ય સંસ્થાન**—જાફરાબાદ ને ડેઠાણ.

## મુખ્ય શહેર.

**જાફરાબાદ**—બીજા વર્ગમાં મ્હોટું બંદર છે અને હબસીનુ રાજ્ય છે તે કોઇને ખંડણી આપતા નથી.

**ડેડાણ**—એમાં ઘી ઘણું થાય છે.

**નાના ગામ**—રાજુલા, ડુંગર, વડાલ વગેરે.

# કાઠીયાવાડ.

કાઠી લોકોના નામ ઉપરથી એ નામ પડયુ.

**મુખ્ય નદીઓ**—૧ ભાદર કાઠીયાવાડમાં સૌથી મહોટી નદી છે એનું મુળ નામ ભદ્રવતી છે તે સુરજની પુત્રી કહેવાય છે. જસદણ પાસેના મદાવાના ડુંગરમાંથી નીકળી તે અરબી સમુદ્રને મળે છે એના ઉપર જસદણ. આટકોટ, જેતપુર, ગણોદ, કુતીઆણું, ને નવી બંદર છે ને પૂર્વેથી પશ્ચિમમમાં વહે છે.

**સુકભાદર**—એના ઉપર રાણપોરને નાગનેશ છે.

## મુખ્ય સંસ્થાન.

| | | |
|---|---|---|
| ૧ | અમરેલી. | અમરેલીને ધારી. |
| ૨ | જેતપુરને બીલખા. | જેતપુર, ચીતલ, ને બીલખા. |
| ૩ | બગસરા. | બગસરા, |
| ૪ | જસદણ, | જસદણ. |

## મુખ્ય શહેર.

**અમરેલી**—ગાયવાડ સરકારને તાબે છે.

**ધારી**—અમરેલીને તાબે છે.

**માણેકવાડ**—ત્યાં અંગ્રેજ સરકારની લશ્કરી છાવણી આગળ રહેતી તે હવે જેતલસર રહે છે.

**જેતપુર**—રેલવેનું સ્ટેશન છે કાઠી રાજ્ય છે, એમાં અઢાર ભાગદાર છે.

**ચીતલ**—જેતપુર તાબાનું રેલવે સ્ટેશન છે.

**બગસરા**—કાઠીનું રાજ્ય છે.

**જસદણ**—ત્રીજા વર્ગનું ખાચર કાઠીનું રાજ્ય છે.

**બોટાદ**—ભાવનગરનો મહાલ છે. ને રેલવે સ્ટેશન છે.

**નાના ગામ**—ચોટીલું, સુદામણું, ભીમોરૂં, મેવાસા, ભારમડી, અજમેર, આંણદપુર, નીનામું, પાલીયાદ, ભડલી વીગેરે.

## સોરઠ.

મુળ નામ સૌરાષ્ટ.

**મુખ્ય પહાડ**—ગીર અને ગીરનાર.

ગીરનારમાં ઝાડી ઘણી છે હવા પાણી ખરાબ અને ઈમારતી લાકડા પુષ્કળ છે. ગીરનાર કાઠીયાવાડમાં ઊંચામાં ઊંચો ડુંગર છે. તેની ઊંચાઇ ૩૫૦૦ ફીટ છે હીંદુ તથા મુસલમાન બંનેનું જાત્રાનું સ્થળ છે ત્યાં ચૈત્રી પુનમને શીવરાત્રીનો મેળો ભરાય છે અશોકના જુના લેખ અહીં છે ગીરનારપર મુખ્ય તીર્થો ભવનાથ, ગોમુખીગંગા, દત્તમય, અંબાજી વગેરે છે.

**મુખ્યનદીઓ**—ભાદર, ગુભ્રી, ઓ, અને શીંગવડો.

## મુખ્ય સંસ્થાન.

| | |
|---|---|
| જુનાગઢ. | જુનાગઢ. |
| કોડીનાર. | કોડીનાર. |
| બાટવા. | બાટવા. |
| અમરાપુર. | અમરાપુર. |

## મુખ્ય શહેરો.

જુનાગઢ કાઠીયાવાડમાં સૌથી મોટું પ્રાચીન શહેર અને મુસલમાની રાજ્ય છે તે ઘણું જોવા લાયક છે રેલવે સ્ટેશન છે ને તીર્થ ક્ષેત્રછે.

**વેરાવળ**—જુનાગઢ તાબાનું મોટું બંદર અને રેલવે સ્ટેશન તથા હવા ખાવાનું ઠેકાણું છે.

**કોડીનાર**—ગાયકવાડ સરકારને તાબે છે.

**બાટવા**—મુસલમાની રાજ્ય જુનાગઢના ભાયાત છે ત્રીજા વર્ગમાં છે અહીંના ખાન કહેવાય છે.

**માંગરોળ**—મુસલમાની રાજ્ય મહોટું બંદર છે અહીંના મરચાં ઘણાં તીખાં કહેવાય છે.

**પ્રભાસ પાટણ**—એનું બીજુ નામ સોમનાથ પાટણ છે તે જાત્રાનું ઠેકાણું છે ઇ. સ. ૧૦૨૪ માં અહીં મહમદ ગીજનીએ ચડાઈ કરી હતી.

**ચોરવાડ**—નાગરવેલના પાન થાય છે.

**દીવ**—ફીરંગી તાબાનો બેટ છે.

**બીલખા**—જેતપુર તાબાનું ગામ છે.

**નાનાગામ**—પંથલી, મંઝેવડી, મેંદરડું, રાણપોર, કુતીયાણા, ખડીયા. ચૈયારી, બગસરા, બાલાગામ, માળીયા, ઉનાદેલવાડા, વગેરે.

## બરડો.

બરડા પર્વત ઉપરથી એ નામ પડયું છે.

**મુખ્ય પહાડ**—બરડો લાલપર તથા ભલસાણ સુધી લાંબો ગયો છે તે ૨૦૦૦ ફુટ ઊંચો છે તેના ઉપર જેઠવા રજપુતોનો પ્રખ્યાત ઘૂમલીનો કિલ્લો છે તથા સોન નામની કણસારીનું દેરૂં છે ઝાડી પુષ્કળ છે.

**મુખ્ય નદી**—ભાદર તે નદી બંદર પાસે થઈ અરબી સમુદ્રને મળે છે.

**મુખ્ય સંસ્થાન**—પોરબંદર છે

**પોરબંદર**—એનું બીજુ નામ સુદામાપુરી છે તે જાત્રાનું ઠેકાણું છે તથા રેલ્વેનું સ્ટેશન છે પહેલા વર્ગનું એ બંદર છે.

**માધવપુર**—એ બંદર છે તેમાં માધવ રાયનું બંદર છે.

**નવીબંદર**—ભાદરના મુખ ઉપર મહોટું બંદર છે.

**નાનાગામ**-છાયા, મીયાણી, કંડોરણું, રાણાવાવ અને અડવાળુ.

## હાલાર.

હાલજામના નામ ઉપરથી એનું મુળ નામ હાલાવાડ હતું તે પરથી હાલાર થયું.

૧ **મુખ્યનદી**—રામાવતી, એના ઉપર લાલપોર ને છીકારીછે.

૨ **ઉંડ**—જોડીયા એના ઉપર છે.

૩ **આજી**—સરધારના તળાવમાંથી નીકળી કચ્છના અખાતને મળે છે. એના ઉપર રાજકોટને બાલંભા છે.

૪ **ગોંડલી**—એના ઉપર ગોંડલ છે.

## મુખ્ય સંસ્થાન.

| | | |
|---|---|---|
| ૧ | નવાનગર. | નવાનગર, જોડીયા, આમરણ, ને ખંભાળીયા. |
| ૨ | ગોંડલ. | ગોંડલ અને ધોરાજી. |
| ૩ | રાજકોટ. | રાજકોટ, સરધાર. |
| ૪ | ધ્રોળ. | ધ્રોળ અને સરપદ. |
| ૫ | કોઠા. | કોઠા. |

## મુખ્ય શહેરો.

**નવાનગર**—પહેલા વર્ગનું મોટું રાજ્યધાનીનું શહેર છે.

અહીં મોતી પાકે છે કંકુ અને બાંધણી વખણાય છે એની પાસે રંગમતી અને નાગમતી બે નદી છે તથા જીવતાસર તળાવ છે અહીં સદાવ્રત ઘણાં છે.

**જોડીયા**—ઊંડ ઉપર નવાનગરનું મુખ્ય બંદર છે.

**આમરણ**—નવાનગર તાબાનું ખવાસનું ગામ છે ત્યાં દાવલસાની કબર છે.

**ખંભાળીયા**—નવાનગરનો મુખ્ય મહાલ છે લોઢાંનો સામાન સારો થાય છે અહીં લોઢાની ખાણો છે શાક સારૂ થાય છે.

અહીં ઘી અને તેલી બે નદી છે અને અજમેર પીરની ટેકરી છે કેળની વાડીઓ અહીં ઝાઝી છે રીંગણા અહીંના વખણાય છે.

**ગોંડલ**—ગોંડલી નદી ઉપરને પહેલા વર્ગનું રાજ્ય છે અહીં સ્વામીનારાયણનું દેરૂં જોવા લાયક છે.

**ધોરાજી**—ગોંડલનો મહાલ છે રેલવેનું સ્ટેશન છે અહીં સંધાડ કામ સારૂં થાય છે.

**રાજકોટ**—કાઠીયાવાડના પોલીટીકલ એજંટની અહીં છાવણી છે તે કાઠીયાવાડનું મુખ્ય શહેર બીજા વર્ગનું રાજ્ય છે અને આજી નદી ઉપર છે.

**સરધાર**—રાજકોટના ઠાકોર અહીં રહે છે.

**ધ્રોળ**—બીજા વર્ગનું રાજ્યછે એને કોઈ કોઈ ધમલાપુર કહે છે.

**સરપદડ**—ધ્રોલનો મહાલ છે.

**ધાફા**—બીજા વર્ગના ગરાસીયાનું ગામ છે.

**બાલાચડી**—હવા ખાવાનું ઠેકાણુંછે ત્યાં સેલરાં ઘણાં થાય છે.

**સલાયા**—નવાનગર તાબે મ્હોટું બંદર છે.

**બીજાગામો**—ઝીંઝોડા, બાલંભા, લતીપુર, હડીયાણું, ધવાવ, વંથલી, જાળીયું, જોધપુર, નેકનામ, પડધરી, પીઠડીઊં, મેઘપુર, ખાખરીયું, ખીરસરૂ, નીકાળું, કાળાવડ, લાલપુર, છીકારી, રાવળ, રાણપુર, ભાણવડ, જોણપુર, ઉપલેટા, કેહાડવા વગેરે.

## મચ્છુ કાંઠો.

મચ્છુ નદી એમાંથી વહે છે તેથી તે મચ્છુ કાંઠો કહેવાય છે.

**મુખ્યનદી**—મચ્છુ તેના ઉપર મોરબીને માળીયું છે.

**મુખ્ય સંસ્થાન**—મોરબી ને માળીયા.

**મોરબી**—પહેલા વર્ગમાં છે અહી કાંસાના વાસણ થાય છે. તથા રેલવેનું સ્ટેશન છે.

**માલીયા**—પાંચમા વર્ગમાં મીયાણાનું ગામ છે.

**નાનાગામ**—ટંકારૂં, મેઘપુર, બાનપોર, વવાણીયા, વગેરે.

## ઓખામંડળ.

કચ્છીગઢ સિવાય બીજો આખો ઓખામંડળ ગાયકવાડને તાબે છે.

**મુખ્યનદી**—ગોમતી, દ્વારકા પાસે થઈ એનું પાણી ખારૂ છે.

## મુખ્ય શહેર.

**દ્વારકા**—રણછોડજીનું અહીં દેરૂં છે તે તીર્થ સ્થળ છે અહીં ગુગળી બ્રાહ્મણો ઘણા છે.

**કચ્છીગઢ**—કચ્છના રાવને તાબે છે.

**સંખોદ્દર**—બેટ છે તે જાત્રાનું ઠેકાણું છે.

**આરંભડા**—બંદર છે અહીંથી બેટ જવાય તે સીવાય પોશીતરૂં, ધીણાકી, મઢી, ગુરૂગઢ, રૂપેણબંદર, વરવાળું, વીગેરે ગામો

એ બાણાસુરની દીકરી ઓખાના નામથી ઓખામંડળ પડ્યું છે.

## પરચુરણ.

**લોઢાનીખાણ**—ખંભાલીયા, રાણા, રાણાવાવ, ને બીજે કેટલેક સ્થળે.

**ઘંટીનોપથ્થર**—ધ્રાંગધ્રા ને મોજીરા.

**શેલરા** -બાલાચડી.

**ઓખા**—રાવળ, બાલાગ્રામ.

**પીતળના વાસણ**—સિહોર.

**લોઢાનો સામાન**—ખંભાળીયા, કુંડલા.

**મોતી**—જામનગર.

**આરસપાણ**—કડોરણા, ભાણવડ.

**કીલ્લા**—ધુમલી, ભાણવડ, બાલંભા. કચ્છગઢ, ઉપર કોટ મોડપર.

**લડાઈના સ્થળ**—ધુમાન, ભાણવડ, ભુચરમોર. સોમનાથ.

**મીઠું**—ગુરગઢનું રણ, પાટડી, ધ્રાંગધ્રા, વવાણીયા, ધામલેજ.

**ચમત્કારી સ્થળ**—પીંડારાનો પિંડતાર કુંડ એમાં મુકેલા પીંડીઆ ઉપર તેહ છે તુલસી શ્યામ અહીં ઉના પાણીના કુંડ છે.

**સંઘાડ કામ**—ધોરાજી.

**પુરી**—દ્વારકાપુરી, સુદામાપુરી



## મરશિયા ! મરશિયા ! ! મરશિયા.

તમામ મુસલમીન ભાઇઓને નમનતાઈથી અરજ કરવામાં આવેછે કે હું નીચે સહી કરનાર એક મરશિયાનું નાનું પુસ્તક બહાર પાડનાર છું આ પુસ્તક આપણા ધર્મનું હોવાથી આપ તમામ ભાઇઓને ઘણુંજ ઉપયોગી અને દિલ પસંદ થઇ પડશે. આ પુસ્તકની કિમત ફકત રૂપિયાના સવા આનાની રાખેલી છે મને પુરતી આશા છે કે દરેક મુસલમાન ભાઈઓ પોતાના ધર્મનું પુસ્તક જે કે ઘણીજ સસ્તી કિંમતનુંછે તે તે ખુશીથી ખરીદ કરશે. યાદ રાખવું કે આવી સોના જેવી તક મળવી મુશકેલ છે. કેમકે પુસ્તકો પણ ઘરાકની સંખ્યાના સુમારમાંજ છપાશે. અગાઉથી ઘરાક થયલા ??? હેઓના નામ ચોપડીમાં દાખલ કરવામાં આવશે.

---

## જાહેર ખબર.

હું નીચે સહી કરનાર સર્વે પરગામવાળા બુકસેલરો અગર પરચુરણ ચોપડીઓ વેચનારાઓને ખબર આપું છુ કે મારે ત્યાં તમામ જાતના પુસ્તકો, જેવાં કે જૈન ધર્મના, વૈશ્નવ ધર્મના, વારતાઓ કાયદા સંબંધી સરકારી ગુજરાતી નીશાળમાં ચાલતા તથા પહેલીથી સાતમી સુધીના અર્થ, ઉરદુ, કીશા, મરાશયાઓ, ઈંગ્રેજી તમામ જાતના પુસ્તકો મારી દુકાનેથી મળશે અને સામટી લેનારાઓને કમીશન આપવામાં આવશે.

જામનગર.
પ્રખ્યાત બુકસેલરવાળા.

ઇશાજી મુસાજી અમીજી અંતરીયા.

ઠે. હાથી બજાર.

આ પુસ્તક તથા વારતાઓ તથા જૈનધર્મના. વૈશ્નવ ધર્મના તથા તમામ જાતના નાટકોના તથા ઉરદુ. કીશા, મરશિયા પહેલીથી સાતમી સુધીના અર્થ ઈંગ્રેજી ભાવનગરના પબ્લીશર બુકસેલર શા. પુરૂષોતમ ગીગાભાઇ.

ઠે. વર્તેજના દરવાજા બહાર.
મુ ભાવનગર.